૭૬૧૯

## ગઝલ-કવ્વાલી.

અરીબડી ગાય બકરાંની, મુંગી લાચાર ગરદન પર,
[illegible] છે ચલાવાનું, કદાપિયે ખુની ખંજર.
ગરીબો પર રહમ કરવા, તણી પરવા ત્યજી દેવી!
જગતનું હિત સંહરવા, મુંગાની બદદુઆ લેવી!
ઘટે ઇન્સાનને એવું, નથી કો ધર્મ ગ્રન્થોમાં,
ન વેદોમાં કુરાને ના, અગર કો અન્ય પન્થોમાં.

न साज़ी म कामे शिकपरा तुगूर।
जेवहरे वहाय म जेवहरे तुयूर॥

તમોને પાળવા માટે, દહીં દે, દૂધ દે, ઘી દે,
હણી પરમાર્થી પશુઓને, ચહો કાં વ્યર્થ અનર્થને?
કહો છો કાચું સોનું તો, અમારા દેશમાં પાકે.
ખરેખર કાચું કંચન તે, સમજીએ તો પશુઓ છે.
કૃષિથી દેશની રક્ષા, કૃષિથી દેશનું જીવન,
કૃષિથી દેશની કીર્તિ, કૃષિ એ દેશનું છે ધન,
વળી વૃષ્ટિ તણું સાધન પકવવા અન્ન પ્રભુ દે છે,
પછી પશુઓ કતલ કરવા, કહો અવકાશ કયાં રહે છે?
કદાપિ માંસ ભોજનથી શરીર બળની થતી વૃદ્ધિ,
તથાપિ કાં હરો હાથે, પશુરૂપ દેશ સમૃદ્ધિ?
ખરેખર માંસ ભોજનથી, થતું ઉલટુંજ અલ્પાયુ!
ફલાહારે પમાયે છે, સહજમાં પુષ્ટિ દીર્ઘાયુ!
**તમારા દેશની દોલત, ખરેખર એ પશુઓ છે?**
**તમારા દેશના રક્ષક, ખરેખર એ પશુઓ છે!**
**તમારૂં બળ અને બુદ્ધિ, બધુંયે એ પશુઓ છે!**
**તમારી ઉન્નતિ કેરો, સુદૃઢ પાયો પશુઓ છે!**

# નિવેદન.

આ વ્યાખ્યાનમાં પશુમેધની અશાસ્ત્રીયતા સાથે માંસાહારની અનુચિતતા અતિ ઉત્તમ રીતે પ્રકટ કરી છે. વિદ્વાન લેખકે પોતાની પ્રશંસનીય વિવેચક શક્તિથી જીવદયાનો સિદ્ધાંત મોક્ષ પ્રાપ્તિની તરફ દૃષ્ટિથી પ્રસ્થાપિત કર્યો છે આ સર્વ ધ્યાનમાં લઇ આ વ્યાખ્યાન પુસ્તકાકારમાં સ્થાયી સ્વરૂપે પ્રજા સમક્ષ સમર્પણ કર્યું છે. અપક્ષપાત દૃષ્ટિથી તથા શુભ નિષ્ઠાથી વાંચનારને અવશ્ય આત્મિક કલ્યાણ થાય એમ છે.

વાચકગણ એનો સદુપયોગ કરે એજ સદભિલાષા.

"શારદાવિહાર"
ન બાછ રોડ-સુરત.

છોટુભાઇ દાજીભાઇ દેસાઇ.



# પ્રસ્તાવના.

થોડા સમયમાં નાગપુર મધ્યે સોમયાગ થવાનો છે અને તે પ્રસંગે જીવતાં પશુનો વધ કરવામાં આવશે એવા સમાચાર આ સુરત શહેરમાં ચારે દિશાએ ફેલાઇ રહેલા જાણીને અત્રેના શ્રી જીવદયા પ્રબોધક મંડળ તરફથી તા. ૯-૫-૧૮ને દિવશે એક જાહેર સભા પશુ વધની સામે વાંધો ઉઠાવવાને બોલાવવામાં આવી હતી. એ સભામાં સર્વ સભ્યોની કૃપાથી, પ્રમુખનું માન મેળવવાને હું ભાગ્યશાળી થયો હતો. એ સભામાં પ્રખ્યાત જૈન ધર્મભૂષણ બ્રહ્મચારી શ્રી શીતલપ્રસાદજીએ જીવદયા ઉપર ઘણુંજ વિદ્વતા ભરેલું ભાષણ કીધાં હતાં. ત્યાર પછી સભાના પ્રથમ ઠરાવના પુષ્ટિમાં પ્રમુખ તરીકે મારે કેટલુંક વિવેચન કરવું પડયું હતું. જે શ્રી જીવદયા પ્રબોધક મંડળના કાર્ય વાહકોને અને બીજા શ્રોતા જનોને કંઇક રૂચ્યું અને તેથી મારૂં વ્યાખ્યાન જો લખેલું હોય તો તેના પ્રતની માગણી થઇ અને મને કહેવામાં આવ્યું કે એ વ્યાખ્યાન છપાવીને સ્થળે સ્થળે તેની પ્રતો મેકલીને સંપૂર્ણ રીતે જાણીતું કરવાની જરૂર છે. મારૂં વ્યાખ્યાન લખેલું નહોતું અને તેથી તેની નકલ આપવાને હું અશકત હતો, પાછળથી મને એમ કહેવામાં આવ્યું કે તમારા વિચાર જો લખી આપો તો બહુ સારૂ. આ સૂચનાનો મારાથી અનાદર થઇ શકતો નથી અને તેથી મેં મારા ભાષણમાં જે કહ્યું હતું તે સ્વભાવિક રીતે હવે સુધારા વધારા તેમજ વિસ્મૃતિથી થતાં ક્ષેપ સાથે, નીચે પ્રમાણે જનમંડળ સમક્ષ મુકવાની મને ફરજ પડે છે.

લેખક.

# શું પશુમેધ સશાસ્ત્ર છે ?



"માનવંતા બ્રહ્મચારી શ્રી શીતલપ્રસાદજી, મિત્રો અને સદ્‌ગૃહસ્થો.

આજના કાર્ય પ્રસંગે, સર્વાનુમતે, મને પ્રમુખસ્થાન આપ્યું છે. તેને માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો થોડો છે, મારી પાત્રતાનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે આપની ઉદાર પ્રેમાળ ચિત્ત વૃત્તિનું જ આ પરિણામ છે, હું શાસ્ત્રી નથી, તેમજ સંસ્કૃતનું ઊંચું જ્ઞાન ધરાવનાર પંડીત નથી. સંસ્કૃતનું મારૂં જ્ઞાન ઘણુંજ અલ્પ છે, માત્ર બારાખડી લગી ભણેલો છું એમ કહું તો ખોટું નથી. આજના વિષયનો મુખ્ય આધાર આપણા ઋષિ મુનિઓનાં રચેલાં પુસ્તકો છે, તેને આધારે ગુજરાતી ભાષામાં જીવદયાના વિષય ઉપર કેટલુંક સાહિત્ય પ્રસિદ્ધ થયલું છે. મારા પરમ સ્નેહી કવિ જનસુખરામે પણ એ વિષે લખેલું છે, તેમજ થોડા સમય ઉપર રા. રા. પ્રોફેસર આનંદશંકર ધ્રુવે પણ એક નાનું પુસ્તક પ્રગટ કરેલું છે. આ સઘળા ઉપરથી હું એમ ધારૂં છું કે જેઓને આપણા જુના ગ્રંથો ઉપર બહુ શ્રદ્ધા નહિ હોય તેઓને સામાન્ય રીતે બુદ્ધિ પૂર્વક સમજાવવા માટે આપે પ્રમુખ સ્થાનને માટે મને પસંદ કીધો છે.

જીવદયાનો વિષય ગહન છે. હિંસા તે શું તે બ્રહ્મચારી મહારાજ શ્રી શીતળપ્રસાદજીએ સારી રીતે સમજાવ્યું છે. હિંસા ત્રણ પ્રકારે થાય છે કાયાથી, વાણીથી અને મનથી. કાયાથી વાણી સૂક્ષ્મ છે

અને વાણીથી મન સૂક્ષ્મ છે. જેમ હથિયાર વધારે તિવ્ર અથવા બારીક તેમ ઘા પણ બારીક વધારે, જેમ બારીક અને ઉંડો ઘા તેમ તેને રૂઝાતાં વાર પણ લાગે. દાખલો લેતાં કોઇ માણસને હું મારે હાથે પ્રહાર કરૂં તો તેની અસર થોડા વખત સુધી પહોંચશે, અને વાણીનો ઉપયોગ કરી હું કંઇ કઠિન વચન કહું કે નઠારી ગાળ દઉં તો તેનો ઘા તેને ઘણા દિવસ સાલશે. જે પ્રમાણે હિંસા કરે છે તેજ પ્રમાણે જેને હિંસા કરવામાં આવે છે તેને પણ ત્રણ પ્રકારે થાય છે, તેના શરીરને, તેની કીર્તિને અને તેના મનને. આ સર્વ પ્રકારની હિંસા, હિંસા કરનારને અને જેને તે કરવામાં આવે છે તેને કલેશકારી—દુઃખદાઇ છે. આવી રીતે વિચાર કરતાં હિંસા કરવાનું કામ મહાન્ દોષવાળું આપણને સહજ સમજાઇ જાય છે. હિંસા, મોજશોખ અથવા આહાર ને માટે અને યજ્ઞાદિક કર્મને અર્થે કરવામાં આવે છે. મદ્ય માંસના આહારથી જ્ઞાનતંતુઓને અને આખા શરીરને નુકસાન થાય છે. નાના પ્રકારના રોગની પીડા અણધારી આવી પડે છે. અને સ્વભાવ પણ બદલાય છે, જેઓ વનસ્પતિનો ખોરાક શ્રેષ્ટ છે એમ સમજીને તેનાજ વડે પોતાની જીંદગી ચલાવી રહેલા છે તેઓ માંસના ભક્ષણ કરનારાથી વિશેષ બળવાન અને સંકટો સહન કરવામાં વિશેષ શક્તિમાન છે, એમ પશ્ચિમની પ્રજાઓને પણ હવે સમજાવવા લાગ્યું છે. યુરોપની કહેવાતી સુધરેલી પ્રજા પોતાના શરીરની શોભા વધારવાને માટે માથાની ટોપીઓમાં સુંદર પક્ષિઓના સુંદર પિછાઓ ગુંથાવે છે. આટલાજ માટે હજારો પ્રાણિઓનો ભોગ અપાય છે એ ખરેખર અત્યંત દલગીરીની વાત છે. ખોરાકને માટે જે પશુઓનો વધ કરવામાં આવે છે તે પશુઓ મનુષ્ય જાતીને અને આખા દેશને

મહાન્ ઉપયોગી અને સેવા કરનારાં હોય છે. જે પોતાનું હિત કોરાણે મુકીને તમારૂં પોષણ કરે, જે તમારી હંમેશ સેવા કરે, તેનો બદલો તેને શું મળે છે? તેના ઉપકારના બદલામાં તમે તેનો જીવ લો છો-ખુન કરો છો, આના જેવું બીજું કયું કામ પાપનું હોઇ શકે. કોઇ કહેશે કે તે પશુ વૃદ્ધ અને નિરૂપયોગી થાય છે, ત્યારેજ ખોરાક માટે તેનો વધ કરવામાં આવે છે? એવું કહેનારને આપણે પુછીશું કે તમારા માબાપ વૃદ્ધ અને અશક્ત થઇ જાય છે ત્યારે પૂર્વે તમારે માટે તેમણે આપેલા ભોગના બદલામાં તમે તેમની સેવા ચાકરી કરો છો કે તેમને મારી નાખો છો?

યજ્ઞાદિકના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે પશુ વધ કરવામાં શાસ્ત્ર કરનારાઓ બાધ જોતા નથી. આ કથનની પુષ્ટિમાં મનુસ્મૃતિ આદિ ગ્રંથના નામ આગળ મૂકવામાં આવે છે.

न मांसभक्षणे दोषो: ।<br>
देवान् पितृश्चार्चित्वा खादन् मांसं न दुष्यति ॥<br>
मधुपर्के च यज्ञे च पितृदैवतकर्मणि ।<br>
अत्रैव पशवो हिंस्या नान्यत्रेत्यब्रवीन्मनुः ॥

માંસ ભક્ષણમાં દોષ નથી. દેવ અને પિતરોનું પૂજન કરીને માંસ ભક્ષણ કરવામાં બાધ નથી. મધુપર્કમાં, યજ્ઞમાં, દેવ અને પિતૃના કર્મમાં પશુઓનો વધ કરવો, અને તે શિવાય નહિં.

અરે એટલુંજ નહિં પણ નીચેના વેદના મંત્રમાં ઘોડાનો હોમ કરવાનું કહેલું છે.

ओम् मा नो मित्रो वरुणो अर्युमायुर्दिन्द्रऋभुक्षामरुतः परिरव्यन् ।
यद् वाजिनो देवजातस्य सप्तेः प्रवक्ष्यामो विदथे वीर्याणि ॥

વિષ્ણુપુરાણ જે વૈષ્ણવોને મન પરમપૂજનીય ગ્રંથ છે, તે મધ્યેથી નીચેના શ્લોક કથન કરીને કેટલાક એમ બતાવવા માગે છે કે તેમાં પણ પશુ હિંસા કરવા સામે વાંધો લીધો નથી.

हविष्यं मत्स्य मांसैश्वशशस्य शकुनस्य च ।
सौकरच्छागलैरणैरौरवैगावयेन च ॥

प्रयांति तृप्तिं मांसैस्तु तृप्ति दानि नरेश्वर ।
सफलं तस्य तज्जन्म जायते पितृ तुष्टिदम् ॥

આનો અર્થ એવો છે કે પહેલી બે લીટીમાં જે પશુઓના નામ આપેલા છે, તે પશુઓનાં માંસથી પિત્રિઓ તૃપ્ત થાય છે અને શ્રાધ કરનારનો જન્મ સફળ થાય છે. વળી બીજું એક વચન છે કેઃ—

क्रीत्वा स्वयं वाप्युत्पाद्य परोपहृतमेव वा
देवान् पितृंश्चार्पयित्वा खादन् मांसं न दुष्यति ॥

પૈસા આપીને આણેલું અથવા મંગાવેલું હોય તે દેવતા તથા પિતૃને અર્પણ કરીને કોઇ ખાય તો તે ખાનારો દોષવાળો થતો નથી.

આવાં આવા વચનો જીવહિંસાની પુષ્ટિમાં બતાવવામાં આવે છે. એમ બતાવનારા માત્ર એકજ આંખે જોનારા છે, એમ આપણને કહેવું પડે છે. એથી ઉલટાં વચનો ઉપર પણ દૃષ્ટિ નાખવી અવસ્ય છે.

अहिंसा सर्वभूतेभ्यो धर्मभ्यो ज्यायसिमता ।
एवं सर्वमहिंसायां धर्मार्थमपि धीयते ॥

(મહાભારત)

यक्षरक्षः पिशाचान्नं मद्यमांससुरासवम् ।
तद् ब्रह्मणेन नातव्यं देवानामश्नता हविः

(મનુ. અ. ૨૧ શ્લોક ૯૫)

अहिंसा सत्यमस्तेयं, शौचमिन्द्रियनिग्रहः ।
दानं दया दमः क्षांतिः सर्वेषां धर्मसाधनम् ॥

યાજ્ઞવલ્કય સંહિતા અ. ૧

સર્વ ઉપનિષદોના રહસ્ય રૂપ શ્રીમદ્ ભગવદ ગીતા અધ્યાય ૧૬માં કહ્યું છે કે

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेषु लोलुप्तं मार्दवं ह्रीं चापलम् ॥
दैवि संपद्विमोक्षाय, निबंधायासुरीमता ।

આવી રીતે ધર્મનાં જે જે લક્ષણે કથન કરેલાં છે તેમાં અહિંસા મુખ્ય છે. अहिंसा परमो धर्मः એ સિદ્ધાંત આજ કાલનો નથી પણ પરા પૂર્વથી ચાલ્યો આવેલો છે, માત્ર જૈન મંડળનોજ એ સિદ્ધાંત નથી પણ જેને આપણે આદિ અનાદિ સનાતન ધર્મ કહિએ છૈએ તેનો પણ છે. પરમ પવિત્ર શ્રી મહાવીર સ્વામિના સમયથી એ સિદ્ધાંતનો આરંભ થયો એમ કેટલાક સાંપ્રત સમયના વિદ્વાનોનું

માનવું છે. જૈન ધર્મ બુદ્ધ ધર્મમાંથી નીકળેલો છે એમ કેટલાકનું કહેવું છે પણ હું એ વિચાર સાથે મળતો થતો નથી, શ્રીમદ્ ઋષભદેવ ભગવાન જેની કથા શ્રીમદ્ ભાગવતમાં આપેલી છે, અને જેને સમસ્ત હિંદુઓ પૂજ્ય ભાવથી જોય છે તેના સમયથી અહિંસા પરમો ધર્મ મનાતું આવેલું છે. અને એ ધર્મ જ્યારે લોકો વિસરી જવા લાગ્યા ત્યારે પવિત્ર શ્રી મહાવીર સ્વામિએ તેને ફરીથી સતેજ કીધો.

ધર્મનું બે સ્વરૂપે દર્શન થાય છે. એટલે ધર્મ બે પ્રકારનો છે. એક આત્મિક ધર્મ અને બીજો વ્યવહારિક ધર્મ. આત્મિક ધર્મ સદાય, સર્વ કાળ એક અવિકારી છે, તે કદીપણ બદલાતો નથી. વ્યવહારિક ધર્મમાં સમયને, અને જન મંડળની સ્થિતિને અનુસાર ફેરફાર થાય. આપણે જે વિચાર કરનો કરવાનો છે તે કલ્યાણકારી, મનુષ્ય જન્મનો હેતુ સફળ કર્તા, આત્મિક ધર્મનો છે. બ્રહ્મચારી શ્રી શીતળ-પ્રસાદજીએ હીબ્રુ લોકોનાં ધર્મ પુસ્તક જુના બાઇબલમાંથી જે ઊતારા-વચનો આપણને વાંચી બતાવ્યાં છે તેથી પણ સિદ્ધ થાય છે કે ઇશ્વરને જીવતાં પ્રાણીઓનું બળિદાન પ્રિય નથી. બંધુઓ અને મિત્ર, મારે આપને વિદિત કરવું જોઇએ કે સાંપ્રત સમયમાં પ્રવર્ત્તતાં સર્વ ધર્મનું મૂળ એકજ છે. એકજ મૂર્તિની, એકજ સ્વરૂપની એકજ સત્યની, સર્વ ધર્મ ભિન્ન ભિન્ન પ્રતિમાં છે. ભિન્ન ભિન્ન વસ્ત્રાભૂષણોથી, ભિન્નતા દૃષ્ટિગોચાર થાય છે, પણ સર્વનો મૂળતત્વ એકજ છે. એટલાજ માટે આર્ય ધર્મ, હિંદુ ધર્મ, અને જૈન ધર્મ પશુ હિંસાની સામે એક અવાજે પોકાર કરી રહેલા છે.

હવે પ્રશ્ન એ છે કે ઉપર કથન કરેલાં એક બીજાથી ઉલટાં વચનો શા માટે જોવામાં આવે છે ? મતવાદીઓ કહેશે કે અમુક

વચનો ક્ષેપક છે, અને અમુક વચનો પાછળથી વધારવામાં આવેલાં છે. આ વાદનો નિર્ણય સરળ નથી. આવાં દેખાઇતાં, પ્રથમ દર્શને વિરોધી વચનો છે, એમ સ્વિકારીને આગળ ચાલીશું. એકજ ગ્રંથકર્ત્તા, એકજ ધર્મનું પ્રતિપાદન કર્તા અને ઉપદેશ કર્તાના ૨૫૦૮ વિરોધી વચનો, વિરોધી શિક્ષણ કેમ હોય? એ મહાપુરૂષો જેવા તેવા સમર્થ નોતાં. ઘણી ઊંચી ભૂમિકાનું સેવન કરનારા તેઓ હતા. જે કોટીમાં લેશ માત્ર પણ ભિન્નતા નથી, તેનો અનુભવ કરનારા તેઓ હતા. અને તેથી તેઓના વાણીમાં વિરોધતા હોઇ શકેજ નહિં. આપણામાં ચાર વર્ણો, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય અને શુદ્ર પ્રસિદ્ધ છે. ધર્મ તે એ ચારે વર્ણ માટે છે. અને એકને માટે નથી. એ ચારેનાં ધર્મ કર્મ જુદાં છે. બ્રાહ્મણની પદ્ધિ સર્વમાં શ્રેષ્ટ છે, બ્રાહ્મણની સ્થિતિએ અવર જાતીઓને ચડાવવી એજ ધર્મ ઉપદેશકોનો આશય હોય છે. બ્રાહ્મણની વ્યાખ્યા બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ છે, બ્રાહ્મણને માટે બ્રાહ્મણની પદ્ધિની ઇચ્છા રાખનારાને માટે અહિંસા પરમો ધર્મ છે. તેવાને માટે હિંસા મહાપાતક છે, અવર જાતિ માટે તે પાતક નથી, એમ નહિં પણ અનેક જન્મના સ્વભાવથી હિંસાની તેમને ટેવ પડેલી છે. તે કુટેવ કેમ છોડવી તેને માટે ઉપદેશક વચનો હોય છે. દ્દષ્ટાંત લેતાં ક્ષત્રી રાજાઓ મૃગયા રમવા માટે વારંવાર જતા હતા અને માંસાહાર તેમને અતિ પ્રિય થઇ પડયો હતો. આ કુટેવ એકદમ મુકી દેવી એ ઘણુંજ કઠીન કામ હતું. લોકોને આ અનાચારમાં પડડાઇ જતા અટકાવવાને માટે શાસ્ત્ર કર્તાઓએ ઘણીજ ઉંચી બુદ્ધિ વાપરી છે. તેઓએ કહ્યું કે ભલે તમે માંસ ભક્ષણ કરો પણ દેવતાઓ અને પિતૃને તે અર્પણ કિધા વિના જો કરશો તો તેમાં તમને મોટું પાપ લાગશે, યજ્ઞાદિક કર્મ કરીને તેમાં

જે શેષ એટલે બાકી રહે તેનો ઉપયોગ કરો. આ શિક્ષણ કેવું ફળદાતા છે. યજ્ઞ કરવામાં ધન ઘણું જોઇએ અને તેથી તે કવચિત થઇ શકે. મતલબ કે માંસનો આહાર અતિ સંકોચિત સમયનો થઇ જાય. તેની સાથે ધનનો ત્યાગ, યજ્ઞ ચાલે તેટલા દિવસ અનેક ભોગ વિલાસનો ત્યાગ, બ્રાહ્મણોનું પૂજન અને બિજાઓની આગતા સ્વાગતા કરવાથી અભિમાન અને મોટાઇનો ત્યાગ, સારો દિવસ ઇષ્ટ દેવતાનું સ્મરણ, અને તન મન અને ધન, એ સર્વનું ટુંકામાં દેવને અર્પણ આટલું બધું સત્કર્મ થાય ત્યારે થોડું માંસ આહારને માટે મળે. ક્ષત્રીઓ જ્યારે બહુ માંસાહારી થઇ ગયા ત્યારે તેમને માટે મર્યાદા બાંધવામાં આવી. આવી રીતે ધીરે ધીરે તેઓને સત્ય માર્ગે દોરવવાનું શાસ્ત્રકારોએ પ્રયત્ન કીધો છે. વિધિ વાક્ય અને નિષેધ વાક્ય એમ બે પ્રકારની ઉક્તિ હોય છે. તમે માંસ ભક્ષણ કરો, અથવા માંસ ભક્ષણ કલ્યાણમાં વિઘ્ન કરતા નથી એવાં વચન કોઇ સ્થળે જોવામાં આવતાં નથી. પૂર્વમાં પ્રાચિન કાળમાં રચાયલા ગ્રંથોના અર્થ કરવામાં પૂર્વની પ્રાચિન પદ્ધતિને પડતી નાખી તેને બદલે પશ્ચિમની અર્વાચિન પદ્ધતિને ગ્રહણ કરવાથી ખરા અર્થની પ્રાપ્તિ થતી નથી એ વાતના પ્રમાણ આપણી સમક્ષ પ્રત્યક્ષ છે અને દુર શોધવા જવાં પડતાં નથી. ન્યાયની કોરટોમાં પણ આ પ્રમાણે ચાલી રહેલું છે તે શોચનીય છે, અને પછી સંસાર વ્યવહારમાં એમ હોય એમાં તો નવાઇજ શું !

કળિયુગમાં પશુનું બળિદાન નિષિદ્ધ ઠરેલું છે એ વાત જગત પ્રસિદ્ધ છે. શ્રીમદ્ ભાગવત્ અને મહાભારતમાં યજ્ઞમાં પશુનો વધ નહિં કરવો એમ સ્પષ્ટ આજ્ઞા છે, અને એ પુસ્તકો કોઇને અજાણ્યા નથી. ગોમેધ, અશ્વમેધ, નરમેધ, અજામેધનું કથન પૂર્વે રચાયલા

ઘણા ગ્રંથોમાં દૃષ્ટિ ગોચર થાય છે. એ યજ્ઞોનું ખરું રહસ્ય શું છે તે સમજવાની આવશ્યકતા છે. આ હંમેશ યાદ રાખવાનું છે કે સંસ્કૃત ભાષા પૂર્ણ અને સંસ્કાર પામેલી ભાષા છે, તેમાં એક શબ્દના અનેક અર્થ થાય છે, તેમજ સામાન્ય જન મંડળને માટે ઉપરનો દેખાઇતો અર્થ હોય છે, કેમકે તેમની બુદ્ધિ અને તર્કશક્તિ સાધારણ પંક્તિની હોય છે, વિદ્વાન, ઊંચી બુદ્ધિવાળા માટે ભીતરમાં સમાયલો જુદો અર્થ હોય છે, અને તેજ અર્થનું પ્રાધ્યાન માનવાનું છે. સત્ય માર્મિક સત્ય તેજ છે, શબ્દની સમજ માટે પ્રકરણાનુંસાર અર્થ લેવાનો છે. વૈદિક શબ્દના અર્થને માટે આધુનિક કોષો બહુ કામના નથી. તેને માટે નિઘંટુ આદિ ખાસ કોષો હોય છે.

હવે આપણે થોડાક યજ્ઞ લઇને તેઓનો ભીતરનો માર્મિક અર્થ શું છે તે શોધી કહાડવાને પ્રયત્ન કરીશું.

૧. ગો મેધ—ગો શબ્દના ઘણા અર્થ થાય છે, તેમાં એક વાણી છે, વાણી અથવા શબ્દ. શબ્દનો યજ્ઞ, શબ્દ અથવા વાણીનો ભોગ આપવો, તેનો લય કરવો. પરા, પશ્યંતિ, મધ્યમા, અને વૈખરી એમ ચાર પ્રકારની વાણી છે. વૈખરીનો મધ્યમામાં મધ્યમાનો પશ્યંતિમાં, અને પશ્યંતિનો પરામાં લય કરીને શુન્યને પ્રાપ્ત કરવાનું છે. આ યજ્ઞ अहं शब्द અથવા શબ્દ બ્રહ્મ સાથે સંબંધ રાખે છે. ગોનો અર્થ પૃથ્વી પણ થાય છે અને પૃથ્વિ સ્થૂળ શરીર દર્શક છે. સ્થૂલ શરીરનો લય પ્રથમ આવશ્યક છે.

૨. અશ્વમેધ—અશ્વ શબ્દ अश्यते ઉપરથી થયલો છે. સર્વ ભૂત પ્રતિ ગમન કરે છે તે. અશ્વ એટલે પદાર્થ, વસ્તુ શબ્દના અર્થ અથવા જે વિચાર, વસ્તુ, પદાર્થ, શબ્દથી દર્શિત થાય છે તેનો બ્રહ્મરૂપી અગ્નિમાં ભોગ આપવો, બૃહદારણ્યક ઉપનિષદમાં ભગવદગીતામાં

અને અન્ય પુસ્તકમાં ઇંદ્રિઓને અશ્વ ગણેલી છે. યોગ સાધનામાં ઇંદ્રિઓનો ભોગ આપવાનો જે કહેલો છે તે દર્શક એ યજ્ઞ છે. પ્રાણ અને અપાન રૂપી જે બે મુખ્ય વાયુ છે તેજ અશ્વનિકુમાર છે. એટલે અશ્વ શબ્દથી પ્રાણ વાયુ પણ સમજવાના છે. પ્રાણનો અનુક્રમે લય કરવા, એવું પછી એકનો ભોગ આપી મહાપ્રાણમાં સ્થિતિ કરી સ્વરૂપને ઓળખવાનું અહિં કહેલું છે. ×

૩ નરમેધ—ઉપલા બેનુ અનુસંધાન છે. નર શબ્દ જળ સૂચક છે જે નારાયણ શબ્દથી સિદ્ધ થાય છે. નર શબ્દ જીવ દર્શક અને ઇચ્છા દર્શક છે. નાના પ્રકારની ઇચ્છાઓ, કામનાઓ ત્યાગ કરવાનો અહિં ઉપદેશ છે, ગોમેધ અને અશ્વમેધ અન્યો અન્ય આશ્રયે છે તેને ફળીભૂત કરવાવાળો નરમેધ છે. અગ્નિ તત્વ દર્શક પણ એજ છે. જેના યજ્ઞ અનુક્રમે લેવાના છે તેવાજ વિચારના હેતુના સાધનમાં પણ યોગ્ય અનુક્રમ જાળવી રાખવાનો છે. *

૪ અજામેધ—સમાહાર રૂપે છે, કંઇ જન્મતું નથી, કંઇ મરતું નથી એ જ્ઞાન થાય છે. અજ એટલે બકરો, તેમજ જેને જન્મ નથી તે ત્રેતાયુગમાં અભિચંદ્ર રાજાનો ઉપાધ્યાય ખરીકદમ હતો. એ ઉપાધ્યાયના પુત્ર પર્વતકની વૃતિ આડે માર્ગે દોરાઇ ગઇ હતી.

---

× अश्वो यत् इश्वरो वा अश्व. સત્પથ બ્રા. કાં કંડ ૮.

* નરમેધમાંથી એવી સમજણ પણ મળે છે કે અજ્ઞાન અને અહંકારથી સ્વરૂપ ભુલનારો જીવ છે. તેનું હું પણું જ્યાંસુધી સૂક્ષ્મ રૂપે પણ રહે છે ત્યાં સુધી તેને આત્મજ્ઞાન થતું નથી, સ્વરૂપની સંપૂર્ણ ઓળખ થતી નથી એ અહંકારનો ભોગ સત્ય સ્વરૂપની પ્રાપ્તિને માટે આપવો અશક્ય છે.

એક વખતે પોતાના શિષ્યોને શિક્ષણ આપતાં અજનો અર્થ બકરો થાય છે એમ તે ફરી ફરીને સમજાવતો હતો એટલામાં નારદ મુનિ ત્યાં આવી પહોંચ્યા અને તેમણે તેને કહ્યું કે આવું ઉલટું, અસત્ય શિક્ષણ શા માટે આપે છે. કર્મકાંડમાં અજનો અર્થ ત્રણ વર્ષની જુની, ફરી નહિ ઉગી શકે એવી ડમોદ થાય છે. નિઘંટુ આદિ વૈદિક કોષમાં આ અર્થ સમજાવેલો છે.

પુરૂષ યજ્ઞ:—એકથી અનેક થાય છે એ દર્શાવનાર પુરૂષ સૂકતમાં થયેલો યજ્ઞ છે. પુરૂષ એટલે વિશ્વકર્મા. એ યજ્ઞથીજ સર્વ સૃષ્ટિની વ્યક્તિ છે. અનેક પ્રકારની ભિન્નતા, જ્યાં ત્યાં ભેદો જે દેખાય છે તેનું કારણ છે. ઉપરથી નીચે ઉતરતાં અનેકતા થઇ છે તો એકતા પ્રાપ્ત કરવાને તેથી ઉલટો માર્ગ પકડવાનો છે, અનેકતા ક્રમે ક્રમે તજતાં અને ઉપર ચડતાં અંતે તે પ્રાપ્ત થશે.

અનુગીતા આ વિષય ઉપર :યજ્ઞના ખરા મર્મના વિષય ઉપર ઘણો પ્રકાશ નાખે છે. સમાન અને વ્યાન, પ્રાણ અને અપાન, એનેજ અગ્નિમાં હોમવાના છે. એ અગ્નિ તે આત્મા અથવા સ્વરૂપનું દિવ્ય જ્ઞાન છે.

કેટલાંક ઉપનિષદો ઉપરથી યજ્ઞનું ખરૂં રહસ્ય સ્પષ્ટ સમજાય છે. ગર્ભોપનિષદ પ્રમાણે ત્રણ અગ્નિ, ૧ શુભાશુભ કર્મના જ્ઞાનરૂપી ૨ દર્શનાગ્નિ અને ૩ કોષ્ટાગ્નિ છે, તેના ત્રણ સ્થાન છે, મુખે આહ્વનીય, ઉદરે ગાર્હપત્ય, અને હૃદયે દક્ષિણાગ્નિ છે. આત્મા યજમાન, મન બ્રહ્મા, લોભાદિપશુ, ધૃતિદિક્ષા, ઇત્યાદ ઇત્યાદિ છે.

પ્રાણાગ્નિ હોત્ર ઉપનિષદમાં યજમાન કોણ, પત્ની કોણ, ઋત્વિજ કોણ, પ્રતિ પ્રસ્થાતા કોણ, ઉદ્ગાતા કોણ, હોતા કોણ, વેદિ શું, યૂપ શું, રશના શું, પશુ કોણ, ઇત્યાદિ સર્વ પ્રસિદ્ધ—સ્પષ્ટ પ્રસિદ્ધ કરી આપેલું છે. તેના ચોથા એટલે છેલ્લાં ખંડમાં આ પ્રમાણે છે.

"अस्य शरीरयज्ञस्य यूप—रशना—शोभितस्य आत्मा यजमान, बुद्धि पत्नी, वेदामहर्त्विज: प्राणो ब्रह्मणाच्छंपी, अपान प्रति प्रस्थाता, व्यानप्रस्तोता, समानोमैत्रावरुण: उदान उद्गाता, अहंकारोऽध्वर्यु, होताचित्तं, शरीरं वेदि: नासिकोत्तरवेदि: मूर्द्धाद्रोण कलश, दक्षिणहस्त: स्त्रुव, सव्यहस्त आज्यस्थाली, श्रोत्रे आघारौ, चक्षुषी आज्य भागौ ग्रीवाधारापोत्ता, तन्मात्राणि सदस्या: महाभूतानि-प्रयाजा: भूतान्यनुयाजा: जिह्वेडा दन्तोष्टो सुक्तवाक: तालु: संयोर्वाक: स्मृतिर्दयाक्षान्तिरहिंसापत्नीसंयजा: ओंकारो यूप: आशा-रशना, मनोरथ: कामपशु: केशादर्भा: बुद्धीन्द्रियाणि यज्ञपात्राणि, कर्मेन्द्रियाणि हवींषि, अहिंसाइष्टय: त्यागो दक्षिणा, अवभृथं मरणात् ।

યજ્ઞ આધ્યાત્મિક ધર્મનું અંગ છે. અને આજ પ્રમાણે તે કરવાના છે. જે એને સમજનારા નથી તેને માટે બહાર પ્રત્યક્ષ દેખાડવાના યજ્ઞો થાય છે અને તેથી તેમાં જીવનાં પશુઓનો વધ હોયજ નહિં. જેમ કોઇ અદ્દશ્ય દેવની. તેની શકિત, તેની સ્વરૂપ સમજવાને માટે ધાતુ માટીની મૂર્તિ બનાવવામાં આવે છે, તેમ હાલ થતા પ્રત્યક્ષ થતા યજ્ઞની રચના છે, અને નહિં સમજનારને, યજ્ઞ કરાવનાર બ્રાહ્મણે પગલે પગલે સમજાવવાના છે, આમ કરવાથીજ યજમાનને આધ્યાત્મિક યજ્ઞનું જ્ઞાન મળે છે.

ઉપર જે કંઇ કથન કરવામાં આવ્યું છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે અહિંસા પરમો ધર્મ એ સૂત્રનું કોઇ પણ પ્રસંગે ઉલ્લંઘન ઘટિત નથી. તેનુ ઉલ્લંઘન સદા સર્વદા મહાન્ પાતક છે.

હવે એક બે વાતજ કહેવાની બાકી રહે છે, એમ કહેવાય છે કે જીવ જીવનું ભક્ષણ છે. આ વાત ખરી છે, આપણા ઋષિ મુનિઓ અને મહાત્માઓ હજારો વર્ષ ઉપર પોકારી પોકારીને આપણને સંભળાવી ગયા છે કે વિશ્વમાં એક પણ એવી વ્યક્તિ, એક પણ એવો પદાર્થ નથી કે જેમાં જીવ નથી. જગત વિખ્યાત પ્રોફેસર બોઝની નવી શોધો આ ઉકિતને પુષ્ટિ આપે છે. ખનીજ પદાર્થમાં પણ જીવ રહેલો છે, પણ તેનું આવરણ અતિ ઘટ છે. આટલાજ માટે જૈન મંડળ-જૈન ધર્મવાળાઓ માને છે કે જીવોમાં એક ઇંદ્રી, બે ઇંદ્રી, ત્રણ ઇંદ્રી, ચાર ઇંદ્રી પાંચ ઇંદ્રીવાળા જીવો હોય છે, જેમ બને તેમ ઓછી ઇંદ્રીવાળા જીવનો આહાર કરવાને માટેજ વનસ્પતિનો આહાર મનુષ્યને માટે શ્રેષ્ઠ ગણાયલો છે.

આપણા ભારત વર્ષમાં "લખ ચોર્યાસી"ના ફેરામાં જીવ સપડાયલો છે એમ સર્વ કોઇ માને છે. શ્રી મનુ ભગવાન પોતે કહી ગયા છે કે—

स्थावरं विंशते लक्षं जलजं नवलक्षकं ।

कूर्माश्च नवलक्षं च दशलक्षं च पक्षिण: ॥

त्रिंशल्लक्षं पशुनां च चतुर्लक्षं च वानरा: ।

ततो मनुष्यतां प्राप्य तत: कर्माणि साधयेत् ॥

પશ્ચિમ પ્રદેશની પ્રજાઓ ભલે ને પુનર્જન્મ નહીં માને ડાર્વિન નામના વિદ્વાને કરેલી શોધથી તેઓને હવે સ્વિકારવું પડેલું છે કે મૂળ માછલીમાંથી ક્રમે ક્રમે ચડીને જીવ મનુષ્યનું રૂપ ધારણ કરે છે. માણસનામાં જે જે દુર્ગુણો દેખાય છે તેનું કારણ આજ છે. પૂર્વ જન્મોની વાસનાથી નવોજ જન્મ બંધાય છે. માણસ પશુઓની

પંક્તિમાંથી ચડીને હાલની સ્થિતિને તે પહોંચ્યો છે, અને તેથી તે પૂર્વ-પશુયોનિની અસરથી કેવળ મુક્ત થયો નથી. પશુઓના ગુણુ તેનામાં હજી નજરે પડે છે. સિંહ, વાઘ, વરુનો હિંસા કરવાનો ગુણુ-હિંસા કરવાની વૃત્તિ ક્રૂરતા અને દુષ્ટતા રૂપે ઉતરે છે, ઘોડામાં સ્પર્ધા છે તે લડાઇ કલેશ કરવાના રૂપે ઉતરે, સર્પનો સ્પર્શ થતાં તે ડંખ મારે છે એ દ્વેષ રૂપ થઇ જાય છે, વિના કારણે પરપીડા કરવાનો ગુણુ વિંછીથી, ઇત્યાદિ ઇત્યાદિ પશુયોનિમાંથી છુટીને ઇશ્વર કૃપાથી જીવ મનુષ્યયોનીમાં ચડે છે, અને મનુષ્યથી ઉંચી કોટીએ હજી જવાનું છે. પશુથી ત્યાં જવાતું નથી અને તેથીજ મનુષ્ય દેહનો પ્રસંગ મળેલો છે. એ દેહ પામતાં જીવે પશુઓના સઘળા નબળા ગુણો જે તેનામાં રહેલા હોય તે તજી દેવાના છે. "મનુષ્ય જન્મમાં પ્રથમ કરવાનું પુરૂષાતન આજ છે. એ દુર્ગુણો તજી દેવાને બદલે આપણે ફરીથી પશુ જેવા થવાને પ્રયત્ન કરીએ તો આપણને માટે શું કહેવું ? પશુઓનું માંસ ભક્ષણ કરવાથી પશુના પરમાણુઓ પોતાની દેહમાં માણુસ દાખલ કરે છે અને તે પરમાણુને અનુસરતા પશુના ગુણુને પુષ્ટિ આપે છે. મારે કહેવાનું એટલુંજ છે કે ભાઇઓ તમે જાણી બુજીને પાછા પશુયોનીમાં જવાનું કામ છોડી દો, પશુઓના સ્વભાવિક વળગી રહેલા ગુણોને છોડી દો, અહિંસાપરમોધર્મનો મર્મ સમજો અને તમારાં જીવનનો હેતુ સાધવાને મથન કરો.

સમય બહુ થઇ ગયો છે અને વિશેષ વિવેચનને માટે અવકાશ નથી માટે ટુંકાણમાં હું એટલુંજ કહેવાની રજા લઇશ કે આત્મા તેજ પરમાત્મા અને પરમાત્મા તેજ આત્મા છે. આત્મા એક અને સર્વવ્યાપક છે. ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણુ ભગવાને અર્જુનને

એટલાજ માટે કહ્યું છે કે "बीजं मा सर्वभूतानां विद्धि पार्थ सनातनम्" (ભૂત માત્રનું સનાતનજ બીજ તે હું છું એમ તું જાણ.) विद्या विनय संपन्ने ब्राह्मणे गवि हस्तिनि, शुनि चैव श्वपाकेच पंडिता: समदर्शिन: ભણેલો અને વિનયવાળો બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરો અને ચંડાળ એ સઘળાને પંડિતો સમાન દ્રષ્ટિએ જોય છે) समोऽहंसर्वभू· तेषु न मे द्वेष्योऽस्तिनप्रिय: (સઘળા જીવોને વિશે હું સમાન છું, કોઇ ઉપર દ્વેષ નથી, તેમ કોઇ પ્રિય પણ નથી)" समं सर्वेषु भुतेषु तिष्टंतं परमेश्वरम् (સર્વ ભૂત માત્રમાં પરમેશ્વર એક સરખો રહેલો છે. આ સઘળાં વચનોથી જે સિદ્ધ થાય છે તે એ કે કોઈ માણસ કોઇપણ ભિન્ન જીવની હિંસા કરે છે તો તે પરમાત્માને અને પરમાત્મા તેજ આત્મા છે. માટે પોતાની જાતને સુદ્ધાં તે એ પ્રમાણે કરે છે. એવો માણસ શું આત્મા હત્યારો નહિં કહેવાય ? તમે જો ક્રુરતાથી જોશો તો જેના ઉપર તમે તેવી દ્રષ્ટિ કરશો તે પણ ક્રુરતાથી તમને જોશે. બુદ્ધ ભગવાન કહેછે કે દ્વેષની સામે દ્વેષનો ઉપયોગ કીધાથી દ્વેષ નાશ નથી પામતો પણ પ્રેમથી દ્વેષ મટે છે જંગલમાં એકાંત નિવાસ સેવનારો જોગી પ્રાણી માત્રને સ્નેહથી નિહાળે છે અને તેથી પ્રાણી માત્ર તેની પ્રત્યે સ્નેહથી દોરાય છે, અને તે સદાય નિર્ભય છે. માટે બંધુઓ અને મિત્રો अहिंसा परमो धर्म, એ સત્રનું નિરંતર મનન કરજો, એ સુત્ર પ્રમાણે વર્તન રાખજો, પ્રાણી માત્ર ઉપર પ્રેમ વધારી અંતરનો શુભ અને શુદ્ધ પ્રેમ પ્રસારજો. જ્યાં ત્યાં એકજ ચૈતન્ય વ્યાપી રહેલું છે, પ્રકાશી રહેલો છે એવો સદગુરૂની કૃપાથી અનુભવ કરીને તમારા જીવનનું—મનુષ્ય દેહ ધારણ કિધાનું સાર્થક કરજો.

અસ્તુ. અસ્તુ.

---